॥ श्रीगणेशायनमः ॥

# पुनर्जन्म.

## (स्त्री प्रकोप)

## નાટકનાં ગાયનો.

મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે

રચી પ્રસિદ્ધ કરનાર


**મૂળજી આશારામ ઓઝા.**

મોરબી આ૦ સુ૦ નાટક મંડળીના માલિક.

સૂર્ય પ્રકાશ થીએટર, સ્ટેશન રોડ—સુરત.



આવૃત્તિ બીજી—પ્રત પાંચ હજાર.

શા. મુળચંદ ખીમચંદના ની સુરત "જૈન" એનજીન પ્રીન્ટીંગ
પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપી
ખપાટીઆ ચકલા--સુરત.

---

સંવત ૧૯૭૩. સને ૧૯૧૭




મૂલ્ય બે આના.

# ભૂમિકા.



આ નાટકની વસ્તુસંકલના મહાભારતમાંથી ચુંટેલી છે. અને તે સનાતન ધર્મમાં પ્રસિદ્ધ છે. આર્યોમાં બ્રહ્મચર્યને કેવું મહત્ત્વવાળું માન્યું છે, તે ભીષ્મપિતામહના ચરિત્ર પરથી અવલોકન કરતાં આપણી દૃષ્ટિ બ્રહ્મચર્ય તરફ વળે તો દીર્ઘાયુષ થવાનો એ મુખ્ય પાયો છે; જે ભીષ્મે પ્રતિપાલન કરવાથી કાળ પણ તેની ઇચ્છા વિરુદ્ધ ભક્ષણ કરવા અસમર્થ હતો, એવો ધીરોદાત્ત આ નાટકનો ઉપનાયક છે.

વસ્તુની શરૂઆત કાશી રાજાને ત્યાં તેની ત્રણ પુત્રીઓના સ્વયંવરથી થાય છે. આર્યાવર્તના મહાન્ ભૂપતિયોની સમક્ષ બ્રહ્મચર્ય વ્રત ધારી ભીષ્મ પોતાના ઓરમાન નાના ભાઇ માટે ત્રણ કન્યાઓનું હરણ કરી પિતૃભક્તિની છાપ પાડે છે, જે પ્રાચીન આર્યક્ષાત્ર ધર્મને શોભાવનાર તથા પ્રાશ્ચાત્ય સંસારના મોહમાં તણાતા આધુનિક સુધારકોને પ્રાચીન આર્ય સંસારની શ્રેષ્ઠતાનું ભાન કરાવનાર છે.

**રહસ્ય** પુનર્જન્મનું પ્રતિપાદન, કરેલા સંકલ્પો અવશ્ય ભોગવવાના જેથી શુભ સંકલ્પો કરવાની પ્રવૃત્તિ કરવી, અધ્યાત્મયોગ વિના જીવ વિરામ પામતો નથી, એ જે આર્યધર્મની ફીલસુફી, વેદના સારરૂપ, ગીતાના ઉપદેશથી કર્ત્તા અકર્ત્તાનો ભય દૂર થતાં આત્મા અવિનાશી અને ચૈતન્ય રૂપે સર્વત્ર છે એવા જ્ઞાનની પ્રાપ્તતા ઇત્યાદિ.

**વિજ્ઞપ્તિ** નાટક એ દુનિયાનું ચિત્ર છે, એટલે થઇ ગયેલી વાતને યથાસ્થિત દૃશ્યરૂપે બતાવવી એનું નામ નાટક, પ્રાચીન અને આધુનિક સમયમાં ઉત્પન્ન થઇ સંસારમાં પરિક્રમણ કરી ગયેલી, જુદી જુદી વ્યક્તિઓના સચ્ચરિત્રોનું દિગ્દર્શન કરાવી જન-

સમાજમાં ઉચ્ચભાવના પ્રકટાવવી; એજ નાટકકારોનું મુખ્ય કર્ત્તવ્ય છે. સામ્પ્રત સમયનું અનુભવેલું ચિત્ર બતાવી જનસમાજમાં પ્રીતિ પાત્ર થવું સહેલું છે, પણ નહિ અનુભવેલા પૂર્વકાળનું ચિત્ર બતાવી પ્રેમપાત્ર થવું એ અતિ દુર્ઘટ છે.

સ્ત્રીઓનાં પ્રાધાન્યપણાનાં ચરિત્રો નાટક તખ્તા પર વધારે આકર્ષક થાય છે, તેવા જુદા જુદા આલેખાયલા સંસારી પ્રયોગો પ્રેક્ષકોની નજર સમક્ષ ભજવાઇ ગયા છે; એટલે હું નવીન બતાવું છું એમ તો નથી. પણ સામ્પ્રત સમયમાં પૂર્વકાળનું જે વિસ્મરણ છે, તેથી તે સમયનાં મહત્ત્વવાળાં ચરિત્રો બતાવી જનસમુહને વર્તમાન સમયનું ભાન કરાવવું એ મારો હેતુ છે. તે પ્રમાણે મહાસતી અનસૂયા તથા સુકન્યા–સાવિત્રીનાં પાતિવ્રત્ય પ્રભાવવાળાં ચરિત્રોનું અવલોકન આપ કરી ગયા, જે સ્ત્રીઓને વિશેષ માનપ્રદ છે. કોઇ શૂરવીરતામાં, કોઈ ગૃહસંસારમાં અને કોઇ ભક્તિપદમાં ઉજ્જવળ થઇ ગયેલી છે; તેજ પ્રમાણે આજનો વિષય હઠનો છે, સ્ત્રી હઠે ચડે તો કેટલી ઉથલપાથલ કરી કયાં સુધી પહોંચી શકે છે, તથા મહાન્ યોદ્ધાને પણ કેવી કાયર કરે છે તેવું સ્ત્રીસ્વભાવનું ચિત્ર આપ સમક્ષ રજુ કરું છું તેને યોગ્ય ન્યાય આપશો.

નાટકનો વિષય બહુ ગહન છે, તેમાં સાક્ષર વર્ગને પ્રસન્ન કરવા એ તો મહા મુશ્કેલ છે, મારા જેવા નાટકકારે નાટકના લેખક કહેવરાવવું એ અતિશયોક્તિવાળું ગણાય. તોપણ ફુલ નહિ તો ફુલની પાંખડી તુલ્ય મહાસતી અનસૂયા તથા સુકન્યા–સાવિત્રીનાં નાટકો રંગ ભૂમિપર મારા તરફથી રજુ કરવામાં આવ્યાં, જે પ્રેક્ષકોને

રૂચિકર નીવડવાથી મારા કર્તવ્યનું સાફલ્ય માની તેવો જ પ્રયાસ જારી રાખી; આ ત્રીજું નાટક નવીન વિષયનું જનસમાજને કેવું રૂચિકર થાય છે, તે જોવાની આકાંક્ષા રાખું છું. હું લેખક નથી પણ વિદ્વાનોના વિચારોનું અનુકરણ કરનારો નાટકકાર છું, તો આશા રાખું છું કે-દોષ દૂર કરી હંસ સમાન સારગ્રાહી દૃષ્ટિ અવલંબાવશો.

મૂલજી આશારામ ઓઝા.

કર્ત્તા.



॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# પુનર્જન્મ.

## નાટકની પ્રવેશાવાર ટુંક હકીકત.



### અંક ૧ લો.

**મંગળાચરણ**—સૂત્રધાર અને નટીનું આધુનિક નાટકો સંબંધી વિવેચન, અને સ્ત્રી પ્રશંસા.

**પ્રવેશ ૧ લો**—કાશી વિશ્વનાથનું મંદિર-કાશી રાજાની મોટી પુત્રી અંબા પોતાની સખીઓ સહ કાશીવિશ્વનાથના પૂજનાર્થે આવે છે. કુવામાંથી જળ સિંચતાં અંબાનો હાર કુવામાં સરી પડે છે; જેથી તે આકુળવ્યાકુળ થાય છે. દરમ્યાનમાં સ્વયંવરમાં આવેલા શાલ્વદેશના રાજા શાલ્વનું આગમન, શાલ્વે પોતાની બાણુ વિદ્યાથી કુવામાંથી હાર કાઢી આપવો, તેથી અંબા તેની ધનુર્વિદ્યાપર મોહાસક્ત થઇ તેની સાથે ગાંધર્વ લગ્નથી જોડાય છે.

**પ્રવેશ ૨ જો**—કાશીરાજાનો બગીચો-કાશીરાજાની ત્રણે પુત્રીઓ બની ઠની સ્વયંવરમાં જવા નીકળેલી છે, દરમ્યાન ભીષ્મ તેમનું હરણુ કરે છે.

**પ્રવેશ ૩ જો**—તર્કશંકરનું ઘર–તેની સ્ત્રી વખતીનો કલહ

**પ્રવેશ ૪ થો**—હસ્તિનાપુરમાં સત્યવતીનો દરબાર–ત્રણે કન્યાને સાથે લઇ ભીષ્મ આવે છે, અંબા શાલ્વ સાથે ગાંધર્વ લગ્નથી પરણી છુ. એમ વિનવવાથી તેને શાલ્વ પાસે જવાની રજા આપે છે, અને નાની બે કન્યા સાથે વિચિત્રવીર્યને પરણાવવાનું નક્કી કરે છે.

**પ્રવેશ ૫ મો**—શાલ્વની ભ્રમતા, અંબા શાલ્વ પાસે આવે છે, પણ તેને ભીષ્મ હરી જવાથી તે તેનો તિરસ્કાર કરે છે.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—પરશુરામનો આશ્રમ–અંબા આવે છે, વાનપ્રસ્થ થએલા તેના માતામહ હોત્રવાહન રાજાનો ત્યાં તેને ભેટો થાય છે. તેમની પાસે પોતાની દુર્દશાનો રુદનાલાપ, તેથી પરશુરામ શરણાગતને શરણ આપી અંબાને લઇ ભીષ્મ પાસે મૂકવા જાય છે.

**પ્રવેશ ૭ મો**—દ્રુપદ રાજાની તપશ્ચર્યા–ત્યાં જ્યોતિર્લિંગે મહાદેવનું પ્રાકટ્ય, ભીષ્મનો નાશ કરે તેવો દ્રુપદને વર.

**પ્રવેશ ૮ મો**—રણસંગ્રામ–ભીષ્મ અંબાને ગ્રહણ કરતા નથી, તેથી પરશુરામનો ક્રોધ; બંને વચ્ચે ત્રેવીસ દિવસ યુદ્ધ, છેવટે દેવતાઓ વગેરે વચમાં પડી યુદ્ધ અટકાવે છે. પરશુરામે અંબાને પોતે નિરુપાય હોવાનું જણાવતાં ભીષ્મને મારવાની અંબાની દૃઢ પ્રતિજ્ઞા.

**પ્રવેશ ૯ મો**—તર્કશંકર પોતાની સ્ત્રી વખતીને પાંસરી કરવા બીજી સ્ત્રી પરણી લાવે છે, મુહૂર્તમાંજ બે સ્ત્રીનો કંકાસ, અને તર્કશંકરનું માથું ફુટવું.

**પ્રવેશ ૧૦ મો**—અંબાની તપશ્ચર્યા–અંબાને મહાદેવ પ્રસન્ન થઇ; ભીષ્મને મારવાનો વર આપી અદૃશ્ય થાય છે. સમાધિ સ્થિતિનો અંબાનો

આત્મા, કરેલા સંકલ્પો ભોગવવા લિંગ શરીર ધારણ કરી દ્રુપદને ત્યાં જાય છે.



## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો**—દ્રુપદને ત્યાં જન્મેલી અંબાને મહાદેવના વરદાનના ભરુંસાથી પુત્રમાં ખપાવી શિખંડી નામ રાખે છે. પણ તે ઉમર લાયક થતાં પુરુષ ન થઇ, તેથી દ્રુપદ તથા રાણી વિમાસણમાં પડે છે, અને લોકલજ્જાથી તેને પરણાવવાનો નિશ્ચય કરે છે.

**પ્રવેશ ૨ જો**—શિખંડી સ્ત્રી પોષાકમાં–તેની માતાનું આવવું. શિખંડીને સ્ત્રી પોષાકમાં જોઇ ગુસ્સે થવું; હિરણ્યવર્મા રાજાની પુત્રી કુસુમાવલી સાથે તેને પરણાવવા સમજાવવું. પણ શિખંડી તેમ કરવા ના કહે છે, પણ મહાદેવનું વચન સત્ય થશે એમ સમજાવી એની મા પરણવાની હા પડાવે છે.

**પ્રવેશ ૩ જો**—દેવતાઓના ભંડારી કુબેર પોતાના સેવક સ્થુણાકર્ણ યક્ષપર તુષ્યમાન થઇ, તેને વૈભવોથી ભરપૂર ઉત્તમ મહેલ બક્ષીસ કરી; તેનું બાકી રહેલું આયુષ્ આનન્દમાં ગુજારવા તેને નોકરીથી ફારકત કરે છે.

**પ્રવેશ ૪ થો**—તર્કશંકરની દુર્દશા–બે સ્ત્રીની તાણાતાણીમાં ટાંકામાં પડે છે, તે જોઇ જુની સ્ત્રી વખતી ગભરાઇ નાસી જાય છે; અને પાછળથી તર્કશંકર પણ સંન્યાસી થવા જંગલમાં જાય છે.

**પ્રવેશ ૫ મો**—શિખંડીની સ્ત્રી કુસુમાવલીનો પરણવા પછીનો આનંદ, શિખંડીની મુઝવણ, સ્ત્રી પુરુષની ભેટાભેટી, શિખંડીનું પોગળ ખુલ્લું થતાં પોતાની સ્ત્રી પાસે શરમાવું.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—રામસ્વામીના આશ્રમમાં તર્કશંકરે આવી સન્યસ્તની યાચના કરવી, ત્યાં તેના દીકરા વિશ્રામનો ભેટો; બન્ને જણનું વનિતા વિશ્રામમાં વખતી પાસે આવવું.

**પ્રવેશ ૭ મો**—સ્ત્રીની સાથે પોતાના લગ્નથી કુસુમાવલીની સંતાપજનક સ્થિતિ, ત્યાં તેની સાસુનું શિખંડીના તપાસ માટે આવવું, પોતાનો પતિ સ્ત્રી છે, એવું મર્મમાં સાસુને સમજાવવું; પોગળ ખુલ્લું થયેલું જાણી રાણીની વિમાસણ.

**પ્રવેશ ૮ મો**—કુબેરે સ્થુણાકર્ણ યક્ષને બક્ષીસ કરેલો મહેલ, ત્યાં શિખંડીનું આવવું. તેની દયાજનક સ્થિતિથી સ્થુણાકર્ણનું પ્રસન્ન થવું, અને પોતાની સિદ્ધિના બળથી પોતાનું પુરુષપણું થોડા વખત માટે શિખંડીને આપી તેનું સ્ત્રીપણું પોતે ગ્રહણ કરવું, ચિન્હો બદલાવાથી શિખંડીને પુરુષના ઉદ્‌ગારો ઉદ્‌ભવવા, તથા સ્થુણાકર્ણને સ્ત્રીપણાના ભાવ પ્રકટવા. શિકારે નીકળેલા શાલ્વનું આગમન. સ્ત્રી થએલા સ્થુણાકર્ણનું તેનાપર મોહાસક્ત થઇ બંનેનું વિહારમાં પડવું, ત્યાં કુબેરનું અચાનક આવવું, સ્થુણાકર્ણને સ્ત્રી રૂપમાં પુરુષની સાથે, વિહારમાં પડેલો જોઇ; ગુસ્સે થઇ સ્ત્રી તરીકે કાયમ રહેવાનો શાપ આપવો.

**પ્રવેશ ૯ મો**—પુરુષ થઇ આવેલા શિખંડીનો પોતાની સ્ત્રી કુસુમાવલી સાથે પતિ પત્ની તરીકેનો પ્રેમ તથા આનંદ.

**પ્રવેશ ૧૦ મો**—શાલ્વ તથા સ્થુણાકર્ણી સ્ત્રીનો પ્રેમવિનોદ, ત્યાં શિખંડીનું આવવું. ભીષ્મ પડશે ત્યાં સુધી પોતાને પુરુષપણું કાયમ રહેશે એવું સાંભળવાથી આનંદ થવો, અને મહાદેવના વચનની સત્યતા.



## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો**—મહાભારતના યુદ્ધનો આરંભ. યુદ્ધમાં નિવૃત્ત રહેવાથી સહાર થતો અટકશે. એમ ભીષ્મને વ્યાસનું સૂચન.

**પ્રવેશ ૨ જો**—કુરુક્ષેત્ર-અર્જુનને પોતાની સામે લડવા ઉભેલા સંબંધીઓને જોવાથી મોહ થવો, શ્રીકૃષ્ણે ગીતાનો ધર્મોપદેશ કરી રણ યુદ્ધ કરવા તેને દૃઢ કરવો.

**પ્રવેશ ૩ જો**—દુર્યોધન તથા દુસ્શાસન અને અર્જુન તથા શિખંડી-યુદ્ધ સંબંધીની મસલત-ભીષ્મે દશ દિવસ મહા સંહાર કરી છેવટ શિખંડીને સામો જોઇ પ્રહાર કરતા નથી પણ શિખંડી પુર્વના વેરનું સ્મરણ આપી તેને મારે છે, ભીષ્મ પડે છે.

**પ્રવેશ ૪ થો**—અંબાએ સ્થાપેલા વનિતા વિશ્રામમાં વખતી અધ્યક્ષ તરીકે રહેલી છે, ત્યાં નવી તથા જોઇતીનું આગમન, તેજ પ્રસંગે તર્કશંકરને લઇ વિશ્રામે પ્રવેશ કરવો; સહુની ઓળખાણ તથા ભેટો.

**પ્રવેશ ૫ મો**—શાલ્વ તથા સ્થુણાકર્ણી સ્ત્રીનું છુટા થવું, ત્યાં અચાનક અંબાનું આવવું, શાલ્વને સ્વયંવરમાં પ્રથમ જે વરમાળા આરોપવાનીહતીતેજ વરમાળા મહા વિટંબના ભોગવી, પૂર્વનાસંકલ્પ બળથી શાલ્વને આરોપવી; બન્નેના મનની શાન્તિ અને તેથી ઉપજતો પૂર્ણાનંદ.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—ભીષ્મ બાણુશય્યાપર-સહુને લડાઇથી નિવૃત્ત થવા ઉપદેશ કરવો, પાંડવોને ધન્યવાદ આપવો, જેથી દ્વેષીલા કૌરવોનું ગુસ્સે થઈ ચાલ્યા જવું; ભીષ્મનો અંતકાળ, તેની છેવટની ઇચ્છાનુસાર શ્રી કૃષ્ણ પરમાત્માના ચતુર્ભુજ સ્વરૂપનાં દર્શન અને નાટકની સમાપ્તિ.



# મુખ્ય પાત્રો.



**ભીષ્મ**—હસ્તિનાપુરના શાન્તનુ રાજાના પુત્ર.
**વિચિત્રવીર્ય**—શાન્તનુનો નાનો પુત્ર, ભીષ્મનો ઓરમાન ભાઇ.
**વ્યાસ**—પરાશર મુનિના પુત્ર, સત્યવતી (મત્સ્યગંધા)થી ઉત્પન્ન થએલા.
**નારદ**—બ્રહ્મર્ષિ.
**શાલ્વ**—શાલ્વ દેશનો રાજા.
**કાશીરાજા**—અંબા, અંબાલિકા તથા અંબિકાનો પિતા, કાશીનો રાજા.
**કુબેર**—દેવોના ભંડારના અધ્યક્ષ.
**સ્થુણાકર્ણ**—કુબેરનો સેવક (યક્ષ)
**દ્રુપદ**—શિખંડીનો પિતા, દ્રુપદ નગરીનો રાજા.
**શિખંડી**—અંબાનો પુનર્જન્મ, દ્રુપદનો પુત્ર.
**શ્રીકૃષ્ણ**—દ્વારકાધીશ, પાંડવોના સહાયક.

**દુર્યોધન**
**દુશ્શાસન** } ધૃતરાષ્ટ્રના પુત્રો, કૌરવો.

**યુધિષ્ઠિર**
**ભીમ**
**અર્જુન** } પાંડવો.
**સહદેવ**
**નકુલ**

**પરશુરામ**—વિષ્ણુ ભગવાનના છઠ્ઠા અવતાર, જમદગ્નિ મુનિના પુત્ર.

**હોત્રવાહન**—અંબાના માતામહ ( વાનપ્રસ્થ થએલા. )
**તર્કશંકર**—બ્રાહ્મણ.
**વિશ્રામ**—તર્કશંકરનો પુત્ર.

**અંબા**
**અંબાલિકા** } કાશીરાજાની પુત્રીઓ.
**અંબિકા**

**સત્યવતી**—ભીષ્મની ઓરમાન મા, શાન્તનુની રાણી (મત્સ્યગંધા ).
**દ્રુપદરાણી**—દ્રુપદરાજાની રાણી, શિખંડીની મા.
**સ્થુણાકર્ણી**—શાપીત થએલ સ્થુણાકર્ણ યક્ષ, સ્ત્રીરૂપે.
**કુસુમાવલી**—શિખંડીની સ્ત્રી.

**વખતી**
**નવી** } તર્કશંકરની સ્ત્રીઓ

**જોઇતી**—તર્કશંકરની સ્ત્રી વખતીની દીકરી.

**તે સિવાય**—સ્વયંવરમાં આવેલા રાજાઓ, સેવકો, સૈનિકો, વસુઓ, ઋષિઓ, બ્રાહ્મણો, યક્ષો, રામસ્વામી, સખીઓ, દાસીઓ વારાંગનાઓ, ગંગા વગેરે.





# પુનર્જન્મ નાટકનાં ગાયનો.

## મંગળાચરણ.

**સુત્રધાર—**

નમું નિરંજન ઇશ તમોને, જ્યાં જોઉં ત્યાં તું નો તું,
નિરાકાર સાકાર ભાસે, સ્વઇચ્છાએ તું પ્રકાશે;
નેતી નેતી વેદ પોકારે, ગુણાતીત તે તું નો તું—નમું૦
જનસમાજની કર તું શુદ્ધિ, ગુણ ગ્રાહકની પ્રકટે બુદ્ધિ;
ઘટ ઘટ વ્યાપક રહ્યો હૃદયમાં, આત્મસ્વરૂપે તું નો તું—નમું૦

**બાળાઓ—** ૨

ગૃહસ્થાશ્રમની શોભા સઘળી, નારીથી સચવાય;
તે નારીને કહો નઠારી, એ કેવો અન્યાય—ગૃહસ્થાશ્રમ.
અવનિમાં ઉપજ્યાં બે સાથે, પુરુષ પ્રકૃતિ રહ્યાં સંગાથે;
વંશ વૃદ્ધિ જેના થકી થાય, એથી ઉત્તમ કયું કહેવાય?
તે નારીને—ગૃહસ્થાશ્રમ.
નારી વિના કહો કોણ નિપજ્યા? સાર્વભૌમ પણ એથી ઉપજ્યા;
ધ્રુવ પ્રલ્હાદ અને યદુરાય, એની પણ નારી મા થાય;
તે નારીને—ગૃહસ્થાશ્રમ.
જગતની જે આદ્યશક્તિ, નારી રૂપે પ્રત્યક્ષ પ્રકટી;
ગૃહિણી ગૃહ દેવી ગણાય, સિદ્ધિ સિદ્ધિ ત્યાં દેખાય;
તે નારીને—ગૃહસ્થાશ્રમ.

અંબા વગેરે— ૩

મંગળ કરજો મહેશ્વર ! જય જય શંકર ઉમાપતિ-જય જય.
વિષધર વિષહર વિષયન ચહાતી,
ગૌરી નાથના ગુણને ગાતી;
દેજો નિર્મળ મતિ (૨)— શંકર
મદનારિ અરિના મદ હરજો,
ત્રિપુરારિ રિપુને સંહરજો;
શુદ્ધ ભાવે કરું સ્તુતિ (૨)— શંકર.

અંબા— ૪

કોઇ કાઢો જળ બહાર, મારો હૈયાનો હાર;
હૈયાનો હાર, જોબનીયાનો શણગાર—કોઇ
મોંઘા મૂલનાં મારાં મોતી નંદાશે,
કચરે પૂરાઇને કચરાળાં થાશે;
કાંઠે ઉભી હાર તણી આશે,
કરું છું પોકાર, હું કરું છું પોકાર—કોઇ.

શાલ્વ— ૫

માનું માનું મધુરી આભાર, તમારો—માનું.
દિલ દેખી તમારું ઉદાર,
અપાર દિલ દેખી તમારું ઉદાર—માનું.

અંબા—આજ પામી હું હૈયાનો હાર,
એ છે મોટો તમારો ઉપકાર;
શાલ્વ—તમારો હાર તમને આપ્યો, એમાં ઉપકાર શાનો?

અંબા–હારને બદલે હાર આપ્યો, તેમાં ઉદારતા શાની ?
પરખી પરાક્રમ પ્રેમે,
આ દિલ હવે દીધું મેં તમને દિલદાર (૨) માનું.

સખીઓ—

બની ઠની ચાલીરે, પ્રેમદા પ્રેમ બગીચે રમવા.
માળણુ વેષ ધરીને શાણી,
લેવા સુમન મન હરખાણી;
રમણી રસીલી રસરાણી– બની ઠની.
પુષ્પ ગુલાબ પસંદ કરવાને,
મનનો માન્યો વર વરવાને;
પરખી પુરુષ પુણ્યશાળી– બની ઠની.
શોભાવે રૂપ રંગ, લોભાવે અંગ ઢંગ;
કીર્તિ દિગંતમાં પસારી;
એવા નરેશ પુષ્પ કાશીના બાગમાં,
ખીલ્યા ખીલાવવા કુમારી સાહેલડી–શોભાવે,
પેખી પ્રિય ગુલાબ, ગાંડી થઇ ગુલદાવદી;
દિલે ન રહેતાં દાબ, પિયુ પિયુ ઝણુકે સુંદરી.
પિયુનો પ્રેમ પરાગ, જગ છવરાઇ છલકતો;
ઝીલીએ અનુરાગ, રમણી રસ સાગર બની–બનીઠની.

૭

અંબા—

એક પત્નીના પિયુની પ્રેમી, ભૂષણુ સૃષ્ટિનું લેખાય;
એ દંપતીના લાડ કોડ સહુ, સંસારે સુખથી સચવાય.

પરખી પ્રેમ અખંડ પ્રભુ પણ, સંકટ સમયે કરે સહાય;
જુઓ સુકન્યા—સાવિત્રી જે, સતીમાં મુગટ મણિ દેખાય—એ દંપતી.
એક પત્નીવ્રત રામચંદ્રનું, પામ્યાં જનક સુતાં જ્યાં ન્યાય;
અખંડ પ્રેમવડે એ દંપતી, ઇશ્વર રૂપે બધે પૂજાય—એ દંપતી.

**સખીઓ—** ૮

રૂડા રૂપાળા બહુ બહુ જોયા, પણ અંતરના મેલા;
ઉપર ઇંદ્રામણા સરીખા, અંદર ઝેર ભરેલા.
ચંદન વૃક્ષે સાપ રહે તેમ, સજ્જનમાં દુર્જન ખળ છે;
સુગંધથી સમજાશે સઘળા, કસ્તુરી કે કાજળ છે—રૂડા.
કરી આકરી પુરુષ પરીક્ષા, ગુણના સાગર ગોતી લ્યો;
તજી શંખ શેવાળ સમાને, મહા મૂલ્યનાં મોતી લ્યો—રૂડા.

**અંબિકા, અંબાલિકા—** ૯

ન્યારા ન્યારા ઉભરાણા, ટોળે ટોળા ભરાણા;
તેના ઠામ કે ઠેકાણાં, જાણ્યા વિણ વરશું નહિ—ન્યારા.
રૂપરંગ પર મોહી, મરે પતંગ દીપક જોઇ:
મિથ્યા તેજમાં અંજાઇ, કંઠે હાર ધરશું નહિ—ન્યારા.
શુદ્ધ ક્ષત્રિય વર જોશું, મનહર ગુણિયલપર મ્હોશું
દીવો હાથમાં લઇ બ્હેની! કુવામાં પડી મરશું નહિ—ન્યારા.

**અંબા વગેરે—** ૧૦

બળવાન વિધિના લેખ, બ્હેની! બળવાન વિધિના લેખ;
એમાં થાય નહિ મીન મેખ— બ્હેની.

**અંબા—**એક ગુલાબનાં ફુલડાં બ્હેની, માળીની છાબે વેચાય;
એક ચડે મહાદેવને, બીજું પગ તળે કચરાય—એમાં.

સખીઓ—પંખીના મેળાની પેઠે પિતા ઘેર, પુત્રીઓ ભેળી થાય;
પિયર મેળો બે પહોરનો, તજી ભાગ્ય લખે ઘેર જાય–એમાં.

શાલ્વ— ૧૧

રામા બળહારિણી, પુરુષ મન મારિણી (૨)

* * *

સુખ સમજીને ઇચ્છી શ્યામા !
પણ હરતી વપુ કાન્તિ વામા;
શરીર સારિણી વિદારિણી–પુરુષ.

અંબા— ૧૨

શી શિર જોરી શાલ્વ તમારી, ધિક્ક ધિક્ક એ કહું પોકારી;
નમેરા નરની ક્યાં થઇ નારી, વિધાતાએ કરી ખુવારી–શી શિર.
પોતાને સદ્ગુણી માને, અબળામાં અવગુણ જાણે;
દગો દીઓ છો ખરેજ ટાણે, વચન ભંગ કરો અવિચારી–શી શિર.
હાર અરપતાં ક્યાં ભોગ લાગ્યા, હાથના કર્યા હૈયે વાગ્યાં;
મોત ન આવે મોઢે માગ્યાં, કાઢો છો તમે તુચ્છકારી–શી શિર.

અંબા— ૧૩

મારા અંતરની અભિલાષા, ભીષ્મે નષ્ટ કરી હરી જાતાં;
મારું જીવિત કર્યું ઝેર (૨) ક્યાં જઇ વિરામું દુઃખી દુહિતા.
લાડે કોડે ઉછેરી પ્રેમથી, પરણાવવા પતિ સાથ;
રચ્યો સ્વયંવર ધામધુમથી, ઉપજ્યો ત્યાં ઉત્પાત.–મારા૦
સાસરે શોભે પુત્રી પનોતી, રૂડું શોધે મા બાપ;
વણસાડ્યું સુખડું ભીષ્મે અમારું, એહ બાળે સંતાપ.–મારા૦

**અંબા—** ૧૪

નમસ્કાર છે ગુરુજનોને, સુણો પ્રતિજ્ઞા મારી;
અબળા છું પણ પ્રબળા સમજો, આ હઠ વિચારી.
છું પરશુરામની ફરશી, તે ભીષ્મ લોહીની તરશી;
**સર્વે**—સાહસ બાળા નહિ કર એવું, ભીષ્મ બ્રહ્મચારી;
**અંબા**—બ્રહ્મચારી પણ જોશે પ્રભુતા, આ સીતમગારી.–નમસ્કાર૦
હું પ્રસન્ન શિવને કરીશ, મુજ ભુજાથી ભીષ્મ હણીશ;
વર મેળવી પુરુષ બનીને, વેર હું લેનારી.–નમસ્કાર૦

**તર્કશંકર—** ૧૫

જોઈ લ્યો કરમની કઠણાઈ, ! એ નારીના નાથની નવાઈ (૨)
એકમાં ન ફાવ્યા, ત્યાં બીજીને લાવ્યા; એ પણ એનાથી સવાઈ–
એ નારીના.
શોક્ય શોકયોનો ખાર, એનો આવે ન પાર; ભરી આંખોમાં મણ-
મણ રાઇ–એ નારીના.
ભૂલે ચૂકે ન વરશો, એ નારી ન કરશો; ખરી દઉં છું રામ દુવાઇ–
એ નારીના.

**આકાશવાણી—** ૧૬

લિંગ શરીર અંબાનું, ચાલ્યું કર્મે નવીન તન ધરવા;
દ્રુપદને ઘેર જન્મી, શંકર વરથી ભીષ્મને હરવા.
અચેત દેહ અહિં રહેશે, જીવ જન્મીને કર્મો ભોગવશે;
કરી પૂરા સંકલ્પો, ફરી દેહ અંબાનો મેળવશે.



## અંક ૨ જો.

રાણી— ૧૭

અજાણ્યું નથી કાંઇરે અંતર્યામીથી,
ગુહ્ય ગુફામાં ગુપ્ત કરેલો, સારા સાર વિચાર;
તે પણ સાક્ષી શ્રી હરિ સહુના, જાણે છે જગદાધાર-અજાણ્યું.
ધ્રુપદ—પ્રભુ તણે દરબારે મળશે, પુણ્ય પાપનો ન્યાય;
દુધનું વળતર દુધમાં વળશે, પાણીનું પાણીમાં વળાયરે—અંતર્યામી.

શિખંડી— ૧૮

હરખી હિંડું પરણી મંદિર માંહે, શણગારે હું અંગને સોહાવુંરે.
લલવટ ટીલડી નેણ સારુ. મોતીડે ચોક પુરાવુ—ક્યારે,—હરખી.
નીલાંબર અંગે ઓપતું, પાયે નેપુર ઝણકારરે;
કર કંકણ ઝાંઝરીયાં ઝમકે, ઉરપર લટકે હાર—ક્યારે,—હરખી.
ચંપા વર્ણી સુંદર ચોળી, વળી માંહે ભાત ભરાવુંરે;
પાતળીયાને પ્રીતે ભેટું, રુમ ઝુમ કરતી આવું—ક્યારે,—હરખી.

શિખંડી— ૧૯

આ શરીરનાં લક્ષણો મારાં, શા રીતે છુપાશે;
નિતંબ મોટા કેડ પાતળી, યુવા કેમ જળવાશે- માજી!
નેત્ર બાણ મારાં નહિ છુપે, રમણી સમજી જાશે;
જોબન મારું હસ્ત મેળાપે, જરૂર ઉન્મત થાશે—માજી'—આ.

પોગળ મારું જરૂર ત્યાં તો, કન્યાને પરખાશે;
સાસરીયામાં થશે ફજેતી, જીવ રખેને જાશે—મારો—આ.

**વખતી—** ૨૦

ચાલો ચાલો મંદિરીયે મારે, નહિ જાવા દઉં શોકયને દ્વારે (૨)

**નવી—**તાણાતાણીમાં પડશે પ્રભાત, (૨) વધી જાતી છે વાત;

**તર્કશંકર—**ત્રુટી જાય એ હાથ, દુઃખ ભારે—નહિ૦

તું તે જક્ષણી કે ભક્ષણી?

**વખતી—**ભક્ષણી શોકયને ખારે,

**તર્કશંકર—**મને ટાંકામાં પાડશો અત્યારે—નહિ૦

**નવી—**મૂકય મૂકયને શોકય એનો હાથ (૨) મોડી થઇ છે રાત;

**તર્કશંકર—**હવે ખાઇશ લાત આ વારે—નહિ૦

**તર્કશંકર—** ૨૧

જગમાં મેં જોયું દુસ્કરમાં દુસ્કર નારી વશ કરવી રે.

લાખ ટકાના લાડ લડાવો, આપો ધનની કુંચી;

ફુલ શય્યામાં રાખો તોપણ, કહેશે મુજને ખુંચી રે.—જગમાં૦

સુવર્ણ કયારે કસ્તુરીનું, ખાતર દઇ પોષાય;

અમ્રત પાશો તોય લસણની, ગંધ કદી નહિ જાય રે.—જગમાં૦

હાથી પર અંકુશ કર્યો, કરી ઘોડા કાજ લગામ;

સ્ત્રી અંકુશ કરવા ટાણેશું, પ્રભુ ગયો તો ગામ રે.—જગમાં૦

**સખીઓ—** ૨૨

મીઠી મીઠી આંબલીયાની ડાળરે, કોયલડી ટહુકા કરે;

સુણેના સાસુડીનો બાળરે, સાદ તાણી તાણીને મરે.

કોણ જાણેરે એનો વિરહિણીનો વેશ,

વીતી જાણેરે જેનો પિયુડો પરદેશ;

ન રહે ભાન તેને લેશ (૨) ઘેલી ફરે છુટે કેશ—વીતી જાણેરે.

જ્યાં મન સાથે મન મળ્યું, ત્યાં તન મન ધન ફુલ;
અનઘડથી અંકાયના, પ્રીતલડીના મૂલ. કોણ જાણેરે-મીઠી મીઠી.

કુસુમાવલી— ૨૩

પરણી વર કન્યા રમે, રજની રતિ રંગ ભોગ;
સ્વર્ગ સુખ કેમ પરહરો, પ્રથમ રાત વિયોગ.
આઘા આઘા શું જાઓછો રીસમાં, શું જોડયું છે ચિત્ત જગદીશમાં;
શીદ પરણ્યા પિયુ ત્યારે પ્રીતથી, રહેવુંહતું કુંવારા એક ચિત્તથી-આઘા.
લ્યો લ્હાવો અવસર રૂડો જાય છે, મારા મનડામાં કંઇ કંઇ થાયછે;
જાણે ચુંબનઆપી ભીડું બાથમાં,રમશું રજનીરૂડી રહી સાથમાં-આઘા.

કુસુમાવલી— ૨૪

ધન્ય ધન્ય દહાડો આજનો, સોહાગણ કીધી વહાલેરે:
દુધે ત્રુઠયા મેહુલા, મંદિરમાં મોહન મહાલેરે.
આગળ ઉભી વાયું ઢોળું હું, મારા મનમાં હરખી;
ફુલી અંગમાં ભોજન કરતાં, સુંદર વરને નિરખી-મોહન.
મરકડલો કરી સણુગટ વાળું, સુંદર સેજ સમારું;
પાતળીયાના પગલાં પ્રેમે, મારા ઉર પર ધારું-મોહન.
વાલમ સાથે તાળી દેતાં, ખળકે કંકણ ચુડી;
સ્વામીનાથ સંગાથે સંગમ, રમશું રેણી રૂડી-મોહન.

કુસુમાવલી— ૨૫

ના, ના, નહિ જવાય રંગ રસીયા (૨)
રંગ રસીયા, હવે તો ફસીયા;
સલુણા સમ મારા, જો અહિંથી ખસીયા-નહિ.

કામણુગારા મોહન મારા, મુજ અંતર વસીયા;
હાવ, ભાવ, લ્હાવની રસીએ કસીયા, કસીયા–નહિ.

કુસુમાવલી— ૨૬

જેનાં કામ તે જે કરે, અવર થકી નવ થાય;
શીયાળથી ગજ નવ મરે, બગલા હંસ ન થાય.
કદી નારીના નર બની આવશો,
તોય મારા અંતરે નહિ ભાવશો;
કરો કોટી ઉપાય (૨) રમણીને નહિ રીઝાવશો.

કુસુમાવલી— ૨૭

કન્યા સાથે કન્યા વરી ત્યાં, જોવું અને રોવું;
જોઇ પરસ્પર પળપળ બળવું, જીવિત વૃથા ખોવું (૨)
અરેરે! જોવું અને રોવું.
તન મન બળતું નિશદિનરે, ક્ષણુક્ષણ મદન શર દુઃખદે;
શું સહેવું, ક્યાં કહેવું–કન્યા.
સ્ત્રીનું સુખ છે પુરુષમાં, નરનું સુખ છે નાર;
મુજને એથી ઉલટું, સુધરે શું સંસાર.–તન મન.
બગડ્યો ભવ અમ બેઉનો, ક્યાં જઇને કહેવાય;
મુંગાને સ્વપ્નું થયું સમજી સમજી પસ્તાય.–તન મન.

સખીઓ— ૨૮

જખ્મનાં દરદો જખમી જાણેરે, વિણ જખમી શું જાણે;
મરદના ઘા તો મરદ વખાણેરે, કાયર શું જાણે.
આમ્ર સ્વાદમાં કોકીલ માણે, મેના દાડમ લ્હાણે;

હરખી હરખી હંસ કમળના, કોમળ તંતુ તાણેરે-
બગલા શું જાણે-જખમનાં.
પતિ પત્ની માણે રતિ રસમાં. કામદેવને બાણે;
શું સમજે તે જોગી જન્મના, જે જગ મિથ્યા જાણેરે-
જાણે તે જાણે-જખમનાં.

શિખંડી— ૨૯

ક્યાં ગઇ મમ ભીરુતા! મૃદુતા, વનિતાના ક્યાં ગયા વિચારો-ક્યાં ગઇ.
ધન્ય ધન્ય છે પુરુષપણાને, સ્ફુરે અતિ ઉત્તમ ઉદ્દગારો-ક્યાં ગઈ.
લઘુતા મમતા પટુતા કટુતા, અતિ ચંચળતા થઇ નિરમૂળ;
સ્થિરતા ધીરતા સમતા સાથે, પામી પુરુષપણું અનુકૂળ-ક્યાં ગઇ.
બતાવું જઇને પૂર્ણ પરાક્રમ, માનિનીના મદને કરું મ્હાંત;
મદન જંગમાં રંગ જમાવી, કરું સુંદરીનું મન શાન્ત-ક્યાં ગઈ.

સ્થુણાકર્ણી— ૩૦

આ સ્ત્રી સ્વરૂપને જોતાં જોતાં મન મારું હરખાય,
પ્રકટે ઇચ્છા નવનવી ઉર, આનંદ અતિ ઉભરાય.
વસ્ત્રાભૂષણ ધારણ કરવા, મન મારું લલચાય;
ચંચળ ચિત્ત રતિ સુખ માટે, અતિ અધીરું થાય-આ સ્ત્રી.
લીધો મેં અનુભવ બન્નેનો, ઉતમ સ્ત્રી સમજાય;
સ્ત્રીથી નર સંસાર સુધારે, નહિ તો ભવ અથડાય-આ સ્ત્રી.

સ્થુણાકર્ણી— ૩૧

ખીલ્યો ખીલ્યો જોબનીયાનો બાગ, આ સ્થિરસ્થાનક છે;
શાલ્વ-તારા પ્રેમનો પુષ્પ પરાગ જુદીજ બાનક છે.

**સ્થુણાકર્ણી**—તેમાં થાઓ મુસાફર સ્થિર, ખેલ શું પુષ્પ દડે;
**શાલ્વ**—દોળો શીતળમંદ સમીર, સુંદર પાલવડે.
**સ્થુણાકર્ણી**—દઈશ તાંબુલ મારે હાથ, પ્રેમ રસ પીવાને.
**શાલ્વ**—હિંચશું હિંડોળા ખાટ, અધરામૃત લેવાને.
**સ્થુણાકર્ણી**—મારા સ્નેહને ઝુલેઝુલ, જોબન ઝુકી રહ્યું;
**શાલ્વ**—દિન રાત કહે તે કબુલ, મધુરું તારૂં કહ્યું—ખીલ્યો.

**કુબેર**— ૩૨

નસીબ સદા બળવાન, જગતમાં નસીબ સદાબળવાન.
પુરુષાર્થ તેં કર્યું સેવાનું, અર્પ્યું ઉત્તમ સ્થાન;
ભાત ભાતના ભોગો અર્પ્યા, આરામ બદલ ઉપાન-જગતમાં.
અઢળક ધન અર્પે ચાકરને, માલીક કદરદાન;
ચાકર કર્મે ચાકરી તે, કેમ લીયે આરામ-જગતમાં.
**યક્ષો**—કદરદાનની સેવા છોડી, સ્ત્રી બન્યો સેતાન,
પગ ચંપી કર નિત્ય પતિની, જા જાન કર કુરબાન-જગતમાં.
શેઠ રીઝયા તારા પર પૂરા, દીધા અમૂલ્ય દાન
**સ્થુણાકર્ણી**—ધર્મ કરતાં ધાડ આવી, શાલ્વ તેના જમાન-જગતમાં.
**શાલ્વ**—પ્યારી અંબા છાયારૂપે પણ, અંતે થઈ તું તુષ્માન,
**સ્થુણાકર્ણી**—
અંબા નહિ કહો સ્થુણાકર્ણી, મારા તો બે દિના મેહમાન-જગતમાં.

**શિખંડી**— ૩૩

કાન્તા ! સંતુષ્ટ કરું આવ હર્ષથી,
મારી મનહરિણીથી કંઇ અધિક નથી-કા ના.

તનમન બલિહાર કરું પ્રાણ પાથરું,
મધુર અધર પાન કરી હૃદયમાં ધરું-કાન્તા.
**કુસુમાવલી**-ધન્ય ધન્ય મુજ ભાગ્ય, સહુ મનોરથો ફળ્યા,
પ્રણય પિયુષ પામી પિયુ, વિરહ દુઃખ ટળ્યા-કાન્તા.

**શાલ્વ**— ૩૪

તારા સમજો તારુણી ! તું મને સહુથી લાગે વહાલી વહાલી (૨)
વિણ તેડયો તારા મંદિરમાં, જો હું આવ્યો ચાલી-તારા.
**સ્થુણાકર્ણી**—વહાલ વિનાનાં વખાણ કરે, તેનું મુખ ન ગમે દીઠું;
**શાલ્વ**—પ્રીતલડીનું વાંકુ વચન પણ, લાગે મુજને મીઠું,
તારું મુખડું મલકે પળકે પળકે રસ છલકે રઢીયાળી-તારા.
પ્રેમ પાશમાં બંધાયો તે, કેમ શકું હું નાસી;
નાચું છું તું જેમ નચાવે, ભલે કરે જગ હાંસી,
**સ્થુણાકર્ણી**-શાને મનહર મારા કામણગારા શરમાવો ગુણશાળી-તારા.

**શાલ્વ**— ૩૫

ધન્ય ધન્ય છે અંબા તુજને, સ્ત્રી હઠ તારી સાચી;
ખરેખરી તું પ્રેમ રંગીલી, નિશ્ચયમાં નહિ કાચી.
**સ્થુણાકર્ણી**-અંબા છાયા બની પ્રેમદા, કરું તમારું પૂજન,
પતિવ્રતાના ધર્મ પ્રમાણે, અર્પ્યું તન મન ધન.
**શિખંડી**-પ્રેમ પરીક્ષા પૂર્ણ આપી તે, ખરી હતી કે ખોટી;
જન્મોજન્મના આપ પતિ છો, એ મુજ પ્રેમ કસોટી-ધન્ય.

## અંક ૩ જો.

વ્યાસ— ૩૬

જેને સ્વજન કુંટુંબી કુપાત્ર મળે,
તેના સુખ તણી નવ આશ ફળે–જેને.
અતિ ક્લેશ થકી દિલતે કકળે,
વળી અગ્નિ વિના દિન રાત બળે–જેને.
જેના સ્નેહી સંબંધી સુપાત્ર ઠરે,
અહો ! તે જનનું સદ્‌ભાગ્ય ખરે–જેને.
મનવાંછિત ઇચ્છિત અર્થ સરે,
જન્મી જન જન્મ સફળ કરે.–જેને.

વ્યાસ— ૩૭

અહો! ધર્મ કર્મ વિણ અખંડ સુખડાં, કયાં મળશે કયાં મળશે,
પરભવનાં પાપો કયાં બળશે, તન મનના તાપો કયાં ટળશે–અહો!
ઉંચું જોતાં નર આખડશે, નીચું જોતાં ઉંચાં ચડશે;
પોતાનું પોતાને નડશે, નહિ જળમાંથી માખણ જડશે,
હરિ ચરણ શરણમાં તાપ ત્રિવિધના સહુ ટળશે સહુ ટળશે–અહો!

અંબા— ૩૮

જોયું આ જગત્ રમણીય તે, જીવે મનસ્વી કલ્પેલું;
તેમાં સુખ દુર્ઘટ અતિ, પંચ વિષયોથી તે ભરેલું.
કર્મરૂપી વંટોળીયા મનુષ્યને, જયાં ત્યાં જગતમાં અથડાવે;
સુખ દુઃખ અનિત્ય જાણ્યા છતાં, મન થકી વ્યાધિ પોતે હરાવે.
સત્ય સ્વરૂપ જાણ્યા વિના જગતમાં, શાન્તિ કયાંથી એ પામે;
તૃષ્ણાની સત્તા તળે સરવજન, જીવ કયાં જઇ વિરામે.

અંતરમાં અભિલાષા પ્રકટતાં, પ્રાણીને પ્રેમમય એ બનાવે:
તેનો રંગ ભંગ કરતાં રમણીને, ક્રોધ ક્રમ પૂરાં કરાવે.

**અંબા**— ૩૯

નથી સુલભ સંસારી સુખડાં, આ અવનીમાં અનુભવીયું રે;
ત્રણે જન્મમાં ફરી ફરીને, જોઈ વળી ભવ તળીયું રે.
અંતે સુખ માની સ્વામીમાં, મનડું મારું ફરીયું રે;
**શાલ્વ**—રત્ન ગુમાવેલ પાછું મળીયું, નસીબ આજે વળીયું રે.
**અંબા**—પરણવા આવી હતી સ્વામી ! પાછી વાળી કાઢી ખામી;
પાય પડી પુછું શિરનામી. કસોટીમાં ઉતરી કે નકામી ?
**શાલ્વ**—પ્રેમ પુતળી ખરેખરી તું, સ્થુણાકર્ણી થઇ ઘરીયું રે,
ભીષ્મ જેવા યોદ્ધા ભડનામી, હણી આવી તું વિજય પામી.
**અંબા**—પ્રેમ પુષ્પથી વધાવું સ્વામી, સ્વીકારશો મમ અંતર્યામી;
**શાલ્વ**—આવ હૃદય દેવી ! તું મારી, જોઇ તુંને મન ઠરીયું રે—નથી.

૪૦

**ઇશ્વર**-શાન્તિ શાન્તિ, સર્વત્ર શાન્તિ;
**માયા**-જીવન મુક્તિ વિના અશાન્તિ.-શાન્તિ૦
**ઇશ્વર**-બંધુત્વ ભાવથી, પ્રસરે શાન્તિ;
**માયા**-આત્મદર્શી વિના અશાન્તિ.-શાન્તિ૦
**ઇશ્વર**-બ્રહ્મમાં લીન થયે વિશ્રાન્તિ;
**માયા**-જીવપણાની ટળે જો ભ્રાન્તિ.-શાન્તિ૦

શાન્તિઃ......શાન્તિઃ......શાન્તિઃ



ચંબેલીના
ફુલનો
બહાર

માત્ર ચાર જ ટીપાં રૂમાલમાં નાખો એટલે તમારી પાસે ચબેલીના ફુલનો એક તુરો હોય એવી સુગન્ધ ચાલુ આવ્યા કરશે પણ તેમાં ખાસ ધ્યાન ખેંચનારૂં એ જોશો કે જ્યારે ફુલનો તુરો તેની સુગન્ધ ખોઇ સાંજ પડતાં કરમાઇ જાય છે ત્યારે આ સેન્ટના માત્ર ચાર ટીપાં જ ચાર દિવસ સુધી ચાલુ સુવાસ આપશે. અર્ધા આંઉસની કાચન બુચ વાળી સીસીના રૂપીઆ બે અને એક ડ્રામની સુંદર ટયુબના બાર આના.

એકલા આડત્યાઓ:—**મોહિની એજન્સી.**

૩ ફીદા બીલ્ડીંગ્સ, જુમામસ્જીદ, **મુંબઈ. નં. ૨.**

# નામદાર મુંબઇ સરકારની

ગવર્નમેન્ટ લેબોરેટરીમાં વિદ્વાન સરકારી ડાકટરે અમારી બનાવેલ "બાદશાહી યાકુતી અનંગ વિલાસની ગોળીઓ એનાલાઇઝ કરીને તેમાં કોઇ પણ જાતની નુકસાનકારક ચીજ નથી એવું સર્ટીફીકેટ આપેલ છે. અને એ ઉમદા રાજવંશી દવા અકસીર હોવાથીજ વિલાયતમાં પાસ થયેલા મોટા ડાકટરો, રાજા મહારાજાઓ, નવાબો તથા દેશી અને ઇંગ્રેજ ગૃહસ્થો અને મોટા સરકારી અમલદારોમાં પણ બહુ વખણાય છે.

# બાદશાહી યાકુતી.

## ( અનંગ વિલાસ. )

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરુષાતન કાયમ રાખે છે. રાજવંશી યાકુતી વીર્ય વિકારના તમામ વ્યાધિ મટાડે છે, અને વીર્ય ઘટ બનાવી ખરુ પુરુષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઈ પણ જાતની પરેજીની જરુર નથી. ૪૦ **ગોળીની ડબી એકના રૂપીઆ દશ.**

## બાદશાહી ચુનાની લેપ.

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે. અને તે નસોને પુરતી તાકાત આપે છે. ખરૂ પુરુષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. ઔંસ એકની ડબીના રૂપીઆ આઠ. તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

**ડાકટર કાલીદાસ મોતીરામ રાજકોટ—કાઠીયાવાડ.**

# સોની નરોતમદાસ ભાઉ

# ઝવેરી.

સોના, ચાંદી તથા ઝવેરાતના સુંદર અને

ફેન્સી દાગીના બનાવનાર તથા વેચનાર.




ઠે૦—બહારકોટ, શેખ મેમણ સ્ટ્રીટ

ગણેશવાડીના નાકે નં૦ ૨૨૦-૨૨, મુંબઇ.

# નાટકનાં ભાષણો તથા ગાયનો સહિત મોટાં પુસ્તકો.



## મહાસતી અનસૂયા નાટક.

હરેક કોમની સ્ત્રીઓને સદ્બોધ ગ્રહણ કરવા યોગ્ય, નામદાર ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ લાયબ્રેરી તથા ઈનામ માટે મંજુર કરેલું (સચિત્ર) મૂલ્ય રૂા. સવા.

**ભર્તૃહરિ નાટક** ( સચિત્ર ) મૂલ્ય રૂા. સવા.

ચાંપરાજ, રાજસિંહ, રાણકદેવી, ત્રિયારાજ, ત્રિવિક્રમ, ચંદ્રહાસ અને જગદેવનાટક.

પ્રત્યેકનું મૂલ્ય રૂપીઓ એક.

---